# मातृवन्दना.

( શ્રીયુત્ ચન્દ્રના એક સુન્દર હિંદી કાવ્યનું ગુજરાતી રૂપાન્તર ).

ગઝલ

હું માતૃભૂમિ ત્હારાં ચરણોમાં શિર નમાવું,
હું ભક્તિ ભેટ મ્હારી ત્હારાં ચરણમાં ધારૂં.
માથા પરે તું ચંદન, છાતી તણી તું માળા,
જીવ્હા વિષે તું સંગીત, હું નામ ત્હારૂં ગાઉં—હું૦
જેથી સપૂત ઉપજ્યા, શ્રી રામકૃષ્ણ જેવા,
એ ત્હારી ધૂલિને હું, મુજશિશ પરે ચઢાવું—હું૦
માની સમુદ્ર જેની ધૂલિનું પાન કરતાં,
દેછે જ માન તુજને તે ચરણને મનાવું—હું૦
એ દેશમાનવાળા, ઉતર્યા ચઢીને સર્વે,
ગોરા રહ્યા ન કાળા, તું એક પ્રાપ્ત થાઉં—હું૦
સેવા સકળમાં ત્હારી, ભેદો ભૂલી હું જાઉં,
એ પુણ્યનામ ત્હારૂં, પ્રતિદિન સુણી સુણાવું—હું૦
ત્હારે જ કામ આવું, ત્હારાં જ મંત્ર ગાઉં,
મન દેહ ત્હારી ઉપર બલિદાનમાં ચઢાવું—હું૦

# સુમન સંચય.

રચનાર

ધનશંકર હીરાશંકર ત્રિપાઠી.

મૂલ્ય ૦—૨—૬

( ટપાલ ખર્ચ જૂદું. )

ઈ. સ. ૧૯૧૮. સંવત ૧૯૭૪.

પ્રથમાવૃત્તિ. પ્રત ૧૦૦૦.



[ ધી ગુજરાત પ્રિન્ટિંગ પ્રેસમાં શાહ સોમાલાલ મંગળદાસે છાપ્યું, પાંચકુવા અમદાવાદ અને ધનશંકર હીરાશંકર ત્રિપાઠીએ આકાશેઠ કુવાની પોળ, રાયપુર, અમદાવાદમાં પ્રકટ કર્યું. ]

# नूतन वर्ष मंगलकर हो !



નૂતન સંવત્સર નિમિત્ત ઉપહાર / સમર્પણ

____________________________ તરફથી

____________________________ ને

# આમુખ.



નૂતન વર્ષને દિને ભાવનામય, નીતિમય અને સુવિચારોવાળાં ગીતોનો એક ન્હાનકડો સમુચ્ચય, ગુર્જર પ્રજા પોતાનાં સમવયસ્ક કિંવા ન્હાનાં ભાન્ડુઓના હાથમાં ઉપહાર તરીકે અને વડીલોના અંકમાં સમર્પણ રૂપે મૂકી શકે અને તેથી પોતાનાં કુટુમ્બની, ગામ, પ્રાંત, વિભાગ, કિંવા દેશની ઉન્નતિ માટે બની શકતા પ્રયાસે કૈંક પણ કરવાને સૌ કો' પ્રેરાય એજ અભિલાષથી આ સંગ્રહ છપાવ્યો છે.

મ્હારી લખેલી આશરે ૧૦૦ કવિતાઓમાંથી, મ્હારા મિત્રોની સલાહ લઇ, ખાસ સામયિક વિચારોને અનુકૂળ થઇ પડે એવી, પસંદ કરેલી થોડીક કવિતાઓ પ્રજાના ચરણમાં "**સુમન સંચય**" રૂપે સાદર કરી છે. આશા છે કે-શુભ હેતુથી પ્રેરાઇને કરેલા કાર્યનું ફળ, આ સંચયને ઉત્તેજન આપી, રસિક ગુર્જરી પ્રજા, શુભ રીતેજ અર્પશે.

ધનશંકર હીરાશંકર ત્રિપાઠી.

# नवुं वर्षः नवी आशाओः

( ધ્રુપદ. )

( ૧ )

નવીન આશ: ને ઉલ્લાસ: પામતાં નવે વિકાસ;
જૂનું જીર્ણ થઈ સ્મૃતિપટેથી દૂર થાય છે.

( ૨ )

ચંચલ ચિત્ત માનવીનું, સંકુચિત વિચાર કરતું;
સુખ છતાં ભવિષ્ય દુ:ખના ભયે ડરે.

( ૩ )

શોક ક્ષોભનાં ઘડીક, વાદળાં વરસી અધિક;
જીર્ણ વર્ષમાં કદીક દુ:ખકર થયાં હશે.

( ૪ )

અસ્ત ઉદયની ઘટમાળ, લાવશે સુઆશ કાલ;
નિશ્ચય દઈ સુખ નવીન અશ્રુ એ સુકાવશે !

( ૫ )

**સદ્વિલાસી** શુભ સ્વરાજ, નવીન વર્ષ હિંદ તાજ;
રાજ બ્રિટિશ છાંય માંહ્ય, માત્ર એ અભિલાષ છે.



# શુદ્ધ આર્ય હૃદયની ભાવના.

( આશાનો ભય. )

અમારે સદા દીવાળી, રામ,
દીનજન સેવન, પરદુઃખ ભંજન,
ગુણી જન કેરા ગુણુ તણું ગુંજન,
એજ હૃદય—આરામ. અમારે૦

સહૃદય મન થકી વિચરવું વિશ્વે,
દિલ નહીં કો' તણું દુભવવું કહિયે,
જીવન—સૂત્ર સુદામ. અમારે૦

પ્રિયજન પૂજન, અમીમય કૂજન,
સંતશું સંગમ, નીતિમય જીવન,
એજ અમારાં કામ. અમારે૦

પ્રભુપ્રાર્થન દીપમાળ હૃદયમાં,
પ્રકટાવી ફરવું ભવરણમાં,
તન્મય બસ અષ્ટજામ;
અમારે એજ દીવાળી, રામ. અમારે૦

# ગુર્જરી પૂજન ગાન.

( આશાનો લય. )

કરો સહુ ગુર્જરીનું[1] સન્માન
અંકે જેને હસી રમી ઉછર્યા,
બલ પુષ્ટિ સહુ જેણે અર્પ્યા,
દયા[2], પ્રેમ[3], નર્મદ[4] જ્યાં વિચર્યા,
અન્ય દાસ મહાન—કરો૰
ગોવર્દ્ધન[5], મણિ[6], બાલ[7] મસ્તની,
વાણી મધુરી રસવતી જ્યાં ઝલકી,
ગાય દિગન્તે કીર્ત્તિસુન્દરી,
એ નન્દનવન ગાન—કરો૰
સદ્ભાવોનો ભોગ ધરાવો
પ્રતિભાનાં શુભ ફૂલ ચઢાવો
અચલ પ્રેમ-દીપ જ્યોત જલાવો,
કરો સ્વાર્થ બલિદાન—કરો૰

---

૧. ગુજરાત. ૨. દયારામ. ૩. પ્રેમાનંદ. ૪. નર્મદાશંકર. ૫. ગોવર્દ્ધનરામ. ૬. મણિલાલ નભુભાઈ. ૭. બાલાશંકર ઉલ્લાસરામ.

હર્ષ અશ્રુસહ પુલકિત બનીને
તન મન ધનથી પૂજન કરીને
માગો ચરણે વન્દન કરીને,
ઉન્નતિનું વરદાન—કરો૦

## વર યાચના.

(મ્હાડ)

દેવ! દો અમને એ વરદાન.

હે શુભ દાતા વિશ્વ વિધાતા, જગત્રાતા ભગવાન;
ચિત્ત રહે હરનિશ હિંદહિતે, એજ આશ બળવાન.
—દેવ૦

સદા વસે પરમાર્થ હૃદયમાં, નહિં કદી સ્વાર્થે ધ્યાન;
નિત્ય દેશ-સાહિત્ય-સુધાનું, કરીએ હર્ષે પાન.
—દેવ૦

હિન્દી ટેક અમ અણું અણું વિલસે, વસે દેશનું માન;
વિવિધ જાતિ મળી એક મંડપે, કરીએ હિન્દ ગુણગાન.
—દેવ૦

ભૂમિ ભલી આ ભારત માતા, સહનશીળ સોહાય;
કૈંક અધિક કરવાનું અમને, દ્યો દેવા ! તમ સ્હાય !
—દેવ●

## દેશોન્નતિ માટે પ્રાર્થના.*

(શાર્દૂલ વિક્રીડિત.)

જ્યાં છે ચિત્ત વિમુક્ત તો ભય થકી, રૂહે માન ને કીર્ત્તિ જ્યાં
દેવાતાં જડિં જ્ઞાન સર્વ જનને, કૈં દામ લીધા વિના,
જ્યાં સંસાર વિષે વિભાગ ન પડે, કૈં નાની ભીંતો થકી,
સત્યાગાર વિષેથી નિઃસરતી જ્યાં, વાગ્ધાર મીઠી ભલી,

કૈં અશ્રાન્ત પ્રયત્નથી વળી થતાં, કાર્યો સદા પૂર્ણ જ્યાં,
જ્યાંહે નિર્મળ બુદ્ધિ વ્હેણ ન વહે, આડા સુકા રાનમાં,
દોરાતું મન જ્યાં વિશાળ શુભ સૌ, આચાર વિચારમાં,
એ સ્વાતંત્ર્ય-સુસ્વર્ગમાં જનક તું ! દે સન્મતિ દેશને !

* બંગીય કવિ રવીન્દ્રનાથ ટાગોરના એક કાવ્ય ઉપરથી.

# ભારત સ્તવન.

(પદ.)

સ્તવન હિન્દ મા! પ્રીતથી કરીએ;
સુદર્શન કરતાં શું હુર્ષ ન ધરીએ ?–સ્તવન૦
સર્વ શરણુ તજી તવ ચરણુમાં
આશ્રય લેતાં ભરતી ભરણુ મા!
હૃદયે પ્રતિમા કેમ ન ધરીએ ?–સ્તવન૦
વિરલ સેવા અતિ તુજ કેરી
ભક્તિ અતિ તુજ કઠિન અનેરી
તન મન દેતાં સફ્ફળ લઇએ–સ્તવનન૦
આર્ત્ત અશિક્ષિત નિરૂધમીં જન કૈં,
દેશ વિષે વિતવે દુઃખીં દિન કૈં,
એ સહુનું શુભ યત્નથી કરીએ–સ્તવન૦
રંક રાયનો ભેદ ન ભક્તિમાં,
સહુ જન મોહ્યા તુજ શક્તિમાં,
નમ્ર બની શ્રમ લૈ ઉદ્ધરીએ.–સ્તવન૦

# હિંદની મહત્તા.

( ગઝલ. )

સનાતન પારણું સંગીત—સુન્દર—કેરૂં ભારત તું !
પુનિત ઓ ! પ્રજ્ઞતાના રત્નવિભૂષિત આસને છે તું !
બહુ વર્ષોથી ઝળકાયૂં સુરમણીય તેજ છે તારૂં,
મહત્તા તારી કેરાં ગાન કરવા હું સદા ધારૂં.
પુરાતન મંદિરો તારાં ધને વૈભવથી વખણાયાં,
પુરાતન નામનાથી સૌ અમરપદમાંથી અંકાયાં !
હજારો દેવ—દેવી—સંત—ઋષિનાં પાદપદ્મેથી,
બની રજ તારી જે પાવન ચૂમું હું તે સદા પ્રીતથી !
પ્રકાશ્યા જેથી જન પૂર્વે તહારી શુદ્ધ શક્તિમાં,
વિમોહ્યાં આજ તવ સંતાન, ક્યાં છે તે કહે માતા ?
અમર આત્મા તહારો શુદ્ધ મણિ પેરે પ્રકાશે છે !
મધુરો પણ ગભીરધ્વનિ તુજ ચતુર્દિશ માંહિ ગાજેછે!
વિલસતું સત્ય જીહ્વાગ્રે હૃદય તારે પ્રભૂજી છે,
કંઈક કહે માત ! તું કહે કંઇક અમને તું ઉદ્ધારી દે[1]!

---

૧. મી. અ. ફ. ખબરદારના એક ઈંગ્લીશ કાવ્ય ઉપરથી.

# જાતીય ઝઘડા ટાળવા વિનતિ.

(ગઝલ.)

ખચ્ચિત તમ દિલ ઉપર પ્રિય હિન્દની તસ્વીર રહેવા દો;
કદમ તેનાથી તમ હૃદનેજ પુરતનવીર[1] થાવા દો.
કદિ વિક્ષેપ નાંખો ન્યાતિ જાતિમાં નહીં કોઇ;
તમારાં દર્દગમની થાય તે તદબીર[2] થાવા દો.
ચલણુ એવું ચલાવો ના દુઃખાવો દિલ તમે કો'નું;
ન કયાં આ મુલ્કની કો' જાતિનું તહકીર[3] થાવા દો.
સહુ બંધુ મુસલમાં, પારસી, યાહુદી કે હિન્દુ;
હળીમળી હિન્દના હિતમાં નહીં તકસીર[4] થાવા દો.
કરીને કોમી ઝઘડાઓ ઘણુંએ આપણે ખોયું;
હવે કુસંપથી બહતીમાં ના તાખીર[5] થાવા દો.
સહુ આવો મિલાવો હાથ સીનાથી[6] સીના પ્યારા!
દવા એ દર્દ કુલ્લ કેરી તમે અકસીર[7] થાવા દો.
પરસ્પર એક થઈ સર્વે વિનંતિ એક આ સુણજો
ખચ્ચિત તમ દિલ ઉપર પ્રિય હિન્દની તસ્વીર
હોવા દો.

---

૧ પ્રકાશિત. ૨ યુક્તિ. ૩ અપમાન ૪ ભૂલચૂક. ૫ વિલંબ.
૬ હૃદય. ૭ સફળ.

# स्व० दादाः एक प्रशस्ति.

( આશાનો લય. )

એ સંત તણા જીવન કેરૂં
ચિન્તન મનન કરો નરનાર.—એ૦

"દાદા" હિંદ મુકુટમણિ સૌના,
મન માનીતા મહર્ષિ મલપતા,
એજ જતાં હિંદેજ ગુમાવી
હુંફ હુલાસની જીવનકાળ—એ૦

વિરલ તારલો ભારત નભનો,
ચલકાવી યશ અચલ-અટલ જો;
ખર્યો-સર્યો દઇ ઈન્દુ સમાન
ઉજાસ આભાસ કંઇ કંઇ વાર—એ૦

નન્દનવન ભારતિની સેવા,
કરી પ્રિય મંજુલ ટહુકી રવ મધૂરા,
માનવનાં મન કેંક ડૂલાવી
રાખ્યો હિન્દ તણો જયકાર—એ૦

ચારૂ ચારિત્ર દીપ્યું સુંદર
સ્મરતાં ભીનાં બનતાં અંતર
એ ચારિત્ર અનુકરણે
પાવન બાલક સહુ નર ને નાર—એ૦

પૂણ્યશ્લોક પનોતાં પગલાં
પાવન એહ પ્રભુ નામ સમાં
જ્યાં પ્રસર્યાં પૂજન લહી જનનાં
વન્દનથી સુહંચ્યો શ્રીકાર—એ૦

---

# ખેલ ખરેખર ખાર.

( પદ. )

મન ખેલ રચ્યે નહીં સાર,
સરલ જીવન કાં ના રૂચતું કહે, બંધન કેમ તું ધાર ?
વિરલ થયા જન એ જીવનથી, ખેલ ખરેખર ખાર.
અભિનવ નિત નિત પ્રપંચ રચતું, કરતું કઠણ સંસાર;
વાટ કરે કંટકમય કાં તું ? રાખતું ના રજ સાર.
દીપ લઇ શીદ કૂપે પડતું ? ધરી અસત્ય વિચાર;
ભાવિને દે દોષ ઘડી ઘડી, શ્રદ્ધા ના તલભાર !

# તમારા દેશને માટે!

(ગઝલ-કવ્વાલી.)

કરો આ વર્ષ નવમાં કૈં તમારા દેશને માટે!
અમર કીર્તિ વધારો કૈં કરી તમ દેશની આજે!

કરે કો' દેશની સેવા, ઇચ્છે તન, મન કે ધન દેવા
તમે પગલાં ભરો એવાં, તમારા દેશને માટે!

મદનમોહન, તિલક, ગાંધી, ત્રિપુટીએ કીર્તિ જે સાધી
રહ્યા દૃઢ ધર્મના વાદી, તમારા દેશને માટે!

થશે જે આજ તે કાલે, ગણાશે ગૌણ એ કાળે
થયું તે સદ્ય શુભ ફાળે, થવા દો દેશને માટે!

નવીન વર્ષે નીતિ ધારો, દીનો પ્રત્યે પ્રીતિ ધારો
ન દિન વાતો કરી ગાળો કરો કૈં દેશને માટે!

મુસલ્મીન પારસી હિંદુ, મળો સરિતાજ જયમ સિંધુ
તજી દઇ મૂળ ઝઘડાનું, કરો કૈં હિંદને માટે!



# માતૃભૂમિરક્ષણ અને સ્વરાજ.

થાઓ એકમેક બંધૂ આજ હિંદીઓ,
થાઓ નિર્બળ તણી વ્હાર બંધૂ હિંદીઓ,
જાઓ સૈન્ય સાથ બંધૂ દૂર હિંદીઓ,
સ્હાઓ વિજય ધ્વજા હાથ બંધૂ હિંદીઓ.
બ્રિટન સિંહ બળવન્ત સહ ભળે હિંદ ગજરાજ,
ત્રાડી તોડી વન સઘન, મચવે અરિદળ ત્રાસ.
સમય આ મળ્યો અપૂર્વ હિંદને ખરે,
માગતાં મળે ન લાભ તે મળ્યો હવે,
માતૃભૂમિ રક્ષણ તણું કાર્ય જે કરે,
યોગ્ય દેશીઓ સ્વરાજ કાજ તે ઠરે.
પડયો તો સ્વર્ગ છે નક્કી, મળશે મહિ જે જીત્યો
જા તું યુધ્ધેજ કૌંતેય ! કરી નિશ્ચય યુદ્ધનો.
એ પ્રવચન શ્રીગીતાજીનું ધરી મુખે,
'અમર તેજ કીર્તિવન્ત' એમ ગણી હૃદે,
બંધૂ ઝંપલાવો, ઝૂઝવો, ઝુમો પ્રાંતે,
બ્રિટન–હિંદ બંધન બહુ દૃઢ કરો તમે.

# હિંદને.

**( જનમનગણ અધિનાયક જય હે ભારત ભાગ્ય વિધાતા: એ રાગ. )**

**હે ભારત ! શીખવ્યા માનવ–સાશકને મંત્રજ ત્યાગ તણા;**
**મુકુટ, દંડ, રાજ્યો ને સિંહાસન તજવાની વૃત્તિ તણા;**
તત્પર રંક દશા સેવનમાં,
એ જનનાં મન અતિશ વહ્યાં–હે૦
વિજય–યુદ્ધમાં ક્ષમા ધારવા શીખવ્યું ડગલે ને પગલે,
વરવીર યોદ્ધા શત્રુને દળતાં પળતા એ પગલે;
તીર ભેદવા ટૂકડે ટૂકડા,
જય પરાજય વિસરે પળમાં-વિજય૦
કર્મચારીને દૃઢ મન સાથે શ્રમ કરવા શીખવ્યું છે તેં,
ફળની ઇચ્છા નહીં રાખવા,
બ્રહ્માર્પણ પ્રીત થકી કરવા–કર્મચારીને૦
નિજ ગૃહસત્તા જેહ ચલાવે તેને શિક્ષણ દીધ શુભ તેં;
મિત્ર પડોશી જનને માટે ખુલ્લાં કરવા દ્વાર દિ તેં;
અણજાણ્યાને આવકાર દઇ
અનાથનો સત્કાર કરી–નિજ૦

વિલાસી જીવન જેહ ગાળતા સંયમ–દોર ગ્રહણુ શીખવ્યાં,
દરિદ્રતામાં રંક યતિજન જીવનનેજ યશસ્વી કર્યાં.
ગુણુવાન ને સત્ય માર્ગીને,
માન અપાવ્યાં તેંજ પ્રીતે–દરિદ્રતા૦
સ્વાર્થવૃત્તિ અમ છેદન કરવા મ્હાન મંત્ર ભારત !
હર્ષ શોકનાં જીવન અમનાં, [શીખવ્યો,
બ્રહ્મ સનાતન ચરણે ધરવા–સ્વાર્થ૦[1]

# ઈશ્વર સ્તવન.

જ્યારે જીવન જાય સુકાઇ, કરુણાધારા ! આવો ધાઈ;
સકળ મધુરતા જાય લૂંટાઇ, ગીત–સુધા રસ રૂપ વસો.
કર્મ જે સમે પ્રબળતા કરે, ગર્જી દિશા આવરતું ચારે;
હૃદય પ્રાંતે, નિરવનાથ હે ! શાન્ત ચર્ણથી આવી વસો.
દીનહીન મન ધરી કૃપણુતા, અતિ શ્રાંત થઇ પડે કોણુમાં;
ઉદાર નાથ! ઉઘાડી દ્વાર આ, રાજ સ્વારીરૂપ આવી વસો.
વિપુલ વાસના માયા ધુલની, અંધ અબોધ બનાવે ભૂલવી;
ત્રિલોક નાથ ! અનિદ્ર આપશ્રી, રૂદ્ર પ્રભુ ! આલોક વસો.

૧ કવીવર રવીન્દ્રનાથ ટાગોરના એક કાવ્ય ઉપરથી.

# હિંદને.

(ગઝલ.)

વહ્યાં બહુ વર્ષ તોયે તું અમર યુવતિ હમેશાં છે,
બની જા માત ! જાગ્રત તું, સજીવન શોકથી થાજે;
અને જ્યમ ઉલ્લસિત હૃદયે ફરે છે કો' વધૂ સ્નેહે,
નવીન કીર્ત્તિ વયોહીન તાહરા ઉદરે તું તો ધરજે !
પ્રજાઓ અન્ધકારોમાં રૂએ છે બન્ધનો સાથે,
વિનવતી તે ત્હને "મ્હોટાં પ્રભાતોમાં લઇ જાજે."
અરે માતા ! જનની ઓ ! તું, ઉંઘે છે આજ શા કાજે ?
હવે તું જાગ ત્હારાં બાલકો ખાતર તું ઉત્તર દે.
કરે આહ્‌વાન તુજને જે ભવિષ્ય માટે મહા સાદે,
પ્રકાશિત માન, કીર્ત્તિ ને વિજય જે મ્હાન તે સાટે.
હવે તું જાગ, નિદ્રિત મા ! પ્રીતે શિરપર મુકુટ ધરને
**હતી જે એકદા ભૂતકાળમાં સમ્રાજ્ઞી તે તું છે !**×

---

× શ્રીમતી સરોજીની દેવીના એક કાવ્ય ઉપરથી.

# માતૃભૂમિને નમન.

(નમું પદ ગિરિજાપતિને—એ રાગ.)

નમુ મળી હિંદ માત તને,
બાળક તવ પુત્રોને તારૂં કીર્ત્તન લાગે પ્યારૂં.
પ્રેમ ધરી કરી શ્રવણુ વળગાડ પથે. નમુ૦

ઉત્તરમાં ધરી ગંગ, રાખી હસ્તમાં બંગ,
શોભે દક્ષિણુ લંક, થાઓ મા! સુખકંદ,
સ્નેહ ધરી સૌ ગાન કરે તુજ મળી એક કોંગ્રેસે.
પ્રેમ૦

દેશી માલ પ્રચાર, સાથે કરવા તુજ ઉદ્ધાર,
થઇ સૌ એકાકાર, લીધા શપથ સુખકાર,
સુખકર તુજને માતા વિનવે જે અમ પાલક પ્રીતે.
પ્રેમ૦

દેશ અમારો એજ, જેની સુન્દર પ્રતિભા છેજ,
નિજ રાખશે ટેક, ધરી ન્યાય વિવેક.
નમન નમન તે માત! શતક આ દાસો કરતા—
પ્રેમ—પ્રેમ૦

# સેવા વ્રત.

( રાગ-દરબારી કાનડો. )

સેવા સદ્ધર્મ સ્વીકારી
કૈંક કરશું બનતું અમથી હિત, ઉર્મિ હૃદય પ્રકટાવી—સેવા.

ભેદ પંથ કે મર્યાદા નથી, પક્ષ વિપક્ષ ન કાંઇ;
ઉપયોગી સહુને થાવાની, ધરી ભાવના સ્થાયી—સેવા.

સેવા કરૂં મૂળ પ્રેમ છે, પ્રેમ—મૂળ શ્રી મુરારી;
જગજન પ્રભુ સંતાનભ્રાત અમ, ગ્રહ્યું સૂત્ર સુખકારી—સેવા.

વ્રત નિરખ્યાં જગ કેરાં સઘળાં, વિધિઓ વિવિધ નિહાળી;
ચૂટયું વ્રત તેમાંથી એકજ સરલ સુલભ જયકારી—સેવા.

એ વ્રતનાં ગુણ ગાતાં ફરશું, ઓથ ગણી હરિ ! તારી;
શિષ્ય બની અનુભવીઓ કેરા, લેશું શીખ જે સારી—સેવા.



# ભક્ત પ્રાર્થન.

(લાવણી.)

અમિઝરતી આંખડી આજ અહો ! પલકાવો,
હૃદ વસતી આકૃતિ પ્રેમ સ્વરૂપ છલકાવો.

અંતરમાં આરામ ધામ ચિત્તવિરામ છો,
શૂન્ય જીવને પ્રકાશદીપ નામ છો;
જાગતા અભિલાષ કૈં કૃપા નિધાન હો !
ડૂબતી મમ નાવના સુકાની શ્યામ છો.

જે તોષ ભર્યા છે પ્રેમ તણો મમ દિલમાં,
તે આજ સમર્પું ચરણુ પાસ બસ પલમાં.

આપતું ઉજાસ રત્ન અંધ તમસમાં,
પામતું વિકાસ પદ્મ રવિ નિરખી સદા;
ખીલતું સુવૃક્ષરૂપ ઋતુ વસન્તમાં,
એમ તું બનાવ સન્મતિ દઇ ઇશ્વરા !



# ભવાટવીમાં વિચરતા કીર્ત્તનકારો.×

(શાર્દૂલ.)

જ્યાં આહ્‌વાન કરે સમીર અમ આ, ભમતા ભલા ચર્ણને
ત્યાં વિસ્તૃત વન ઉપવનો સદન કે, કૈં રાજમાર્ગો વિષે.
રાખી હસ્ત વિષે વીણા સખી અને, ગાતા જતા સર્વદા,
બન્ધુ છે અમ સર્વ પાંથ જનને, ગૃહ છે બધું વિશ્વ આ.

જે શેહેરો તણી કીર્ત્તિનાં સુઝરણાં, વહેતાં રહ્યાં અદ્યપિ
જે સૌ નારી સુકાર્ય સ્નેહથી કરી, ચાલીગઇ વિશ્વથી,
જે વીરો નિજ શૌર્ય દાખવી યુધ્ધે, કૈં કૈં મહાનૃપતિ જે;
પામ્યા છે યશ, ગાન તે સહુ તણાં, પ્રીતે અમે ગાઇએ.

શી આશા અમને ? ભવિષ્ય મહિં શાં સ્વપ્નો કહો આવશે?
લેશે બોધજ ગાનથી જન ક્વપિ સાફલ્ય તો તો થશે !
શોભાવે નહીં પ્રેમ ક્યાંય અમને, ના હર્ષ પણ રોકતો;
જ્યાં જ્યાં વાયૂ નિનાદ દોરી વહતો, ત્યાં ભાવિ નિર્મ્યું
જુઓ !

---

× શ્રીમતી સરોજીની દેવીના એક કાવ્ય ઉપરથી.

# દુઃખીને મોહનમંત્ર.

( ૧ )

માં ખિન્ન થાજે લેશ પણ કદિ જિંદગી દુઃખમય બને,
ખીલી ઉષા, તુજ શોકથી નહીં નિજ પ્રભા સંતાડશે;
સૌંદર્ય ને મૃદુતા શિરિષ ને કમલ કેરાં હોય છે,
તે પૂર્વ–નિર્મિત, શોક તવથી, નહીં વસન્ત હરી શકે.

( ૨ )

જો પંખીઓ રવ કરી મધુરા ડાળી ડાળી કૂદતાં,
આ વ્હેતી સરિતા ઉલટથી નિજનાથ સાગર ભેટવા;
પેલો પ્રભાકર તે વિષે દર્પણ ગણી મુખ દેખતો;
ને વાયૂ ભેટી વૃક્ષ ઝુકવી પુષ્પ–ગંધ પ્રસારતો.

( ૩ )

ઢાળે પ્રણય–રસ જહીં તહીં યુગલો નવીનજ વિશ્વમાં;
લે માત વ્હાલે બાળને હર્ષે ચૂમે છે પ્રેમમાં.
નિર્દોષ હસતાં બાલુડાં ખેલી કુદાકુદ જો કરે;
ને પુરૂષ મિત્રો ક્યાંક ક્યાંક સહેલીઓ ઠઠ્ઠા કરે.

( ૪ )

એવા સમયને કૈંક કેમ શું બંધ તુજ શોકે થશે !
ઘેરી ગમી અંતર તણી કર દૂર નહીં પ્રિય ! જોઇ રૂહે
જે જે ઝપાટા આજ આવે તે સદા રૂહેશે નહીં,
એવા ઝપાટા કૈંક આવે સહન કરવા ધૈર્યથી.

( ૫ )

વિડંબનાથી પૂર્ણ જીવન હોય તોય મુંઝા નહીં,
નહીં થંભશે: વિશ્રામ લેશે સમય માર્ગ વિષે નહીં,
કૌતુકવતું લાંબુ, કઠિન જે આજ લાગે તૂજને,
તે સત્વરે ગઇ કાલનું ભૂલાયલું પ્રિય ! લાગશે.

( ૬ )

રે માં ખરે ! આશા નવી, સ્વપ્નો નવાં, વદનો નવાં,
વર્ષો અજાત બધાં તણી નહી ભોગવી એવી મઝા,
તારા હ્રદયના શોક કેરા શ્યામ પટને ભેદશે,
માનીશ નહી તું તોય કારાં નયન-અશ્રૂ સુકવશે !

# પસ્તાવો કરનારને.

(ગઝલ)

તજી ગંગા નદી મીઠી, ધરી ખારા જળે પ્રીતિ
ગણી એ વાજબી નીતિ, હવે પસ્તાવું ખોટું છે!

સીધા રસ્તા તજી જંગી, લીધી તેં વાટ જે ગંદી
બનીને પૂર્ણ સ્વચ્છંદી, હવે પસ્તાવું ખોટું છે!

ભરેલી થાળ પકવાન્ને, ધકેલી તું ગયો શાને?
અકારી બાજરી માને, હવે પસ્તાવું ખોટું છે!

કહ્યું કે ઝેર છે તેમાં, નહીં તે પીશ સ્વપ્નામાં
તથાપિ નાંખ્યું ત્હેં મ્હોંમાં, હવે પસ્તાવું ખોટું છે!

ન રૂચ્યું જે હતું સારૂં, કર્યું તેં તારૂં દિલ ધાર્યું
રડયાથી શું વળે તારૂં? હવે પસ્તાવું ખોટું છે?

ભલાઓ જે કહે છે તે બુરાઓને ન રૂચે છે
પછી ફરિયાદ કરવામાં બધું પસ્તાવું ખોટું છે?

સુનાની જે તકો ચાલી, ન તે આવે કદી પાછી
ન સાધ્યું સાધવાનું તે હવે પસ્તાવું ખોટું છે!

# અમારો પ્રેમ તેમાં છે!

( ગઝલ )

કહેશો ઝેર છે તેમાં, ન પીશો આપ સ્વપ્નામાં
તથાપિ તે અમે લેશું, અમારો પ્રેમ તેમાં છે!

"બળે છે આગ જો ત્યાંહે, ન જાશો" વારશો કહીને
અમે પહેલાં તહીં જાશું, અમારો પ્રેમ તેમાં છે!

ખુવારી છે અમારી કહો, નઠારી આફતો પણ કહો
ખુશાલીથી સહીશું તે, અમારો પ્રેમ તેમાં છે!

જહિં જેમાં અમારી લાગી છે લગની તહિં તેમાં
જવાના ને જવાના હા, અમારો પ્રેમ તેમાં છે!

જગત્ છો ને ગણે ખોટું, અમારે દિલ્લ એ મોટું
અકારૂં સર્વ તે બીજું, નહીં અમ પ્રેમ જેમાં છે!

પૂરી શ્રદ્ધા હમારી કે-ખુદાઇ તે વિષે સોહે
હમારો એક એ ઉદ્ધાર, સાચો પ્રેમ જેમાં છે!



# બેકદર જગત્.

## ( ગઝલ. )

હમારાં ના ગણે હમને: બીજાંઓ માન રાખે છે
પૂછું એવું થતું શાને ? જગત્ એવુંજ ચાલે છે !

વહે ગંગા બનારસમાં, પૂરી ગણના ન તેની ત્યાં,
પરંતુ દૂર દેશોના જઇ શિરપર ચઢાવે છે !

રહી મૃગ પાસ કસ્તૂરી, ગણે સુવાસ એ દૂરની
વને વન હરઘડી રખડી તે પ્યારા પ્રાણ પાડે છે !

બીજાંઓ તો ભલે રીઝે, હમારાં ના હસે પ્રીતે,
જુઓ એ ન્યાય શો દીસે ? જગત્ એવુંજ ચાલે છે !

ગણે ના કોઇ જે હમને, ન પરવા તેની તો હમને
રહેશું મસ્ત દિલ ચમને, ન પૂછશું કોણ ક્યાંહે છે ?

ભલે હો ભૂપતિ પંડિત, એ મુજ ચશ્મો વિષે ખંડિત
સનમથી એક છે અમ પ્રીત, સનમપર જાન કુરબાં છે !

# સંસાર.

કહો સંસાર સારો કે નઠારો માનવો, યારો !
કહિંક દુઃખ છે,કહિંક સુખ છે,નથી કંઇ જંપવા [1]આરો!
જુઓ જ્યાં ધન છલોછલ છે, દુરસ્તી તનની ત્યાં ના છે,
વળી વાડી વજીફાની મઝા ખર્ચાં વિના ક્યાં છે ?
કહિં [2]પરિવારનું [3]દળ તો, અરે ! જર ઘરની તંગી છે !
નહીં સંસાર છે સીધો, બધે પણ કૈંક બાકી છે !
મનુષ્યમાં ક્યાં ખરી પ્રીત છે? સ્વભાવો ક્યાંજ સરખા છે?
અદેખી આંખ, દિલ કપટી, મીઠું મ્હોં–એ રીતિ તો છે !
હશે દુઃખ સો કરોડો તોય, જે દિલનો ભલો [4]નર છે;
ભલું કરતો, પ્રીતિ ધરતો, સઉપર, તેજ સુખીઓ છે !
ધરી મહોબત રહે [5]જોડું, પળેપળ દિલ કરે ખુલ્લું;
ટુંકારો ના કરે કો'ને દિલે આરામ તેને છે !
અલગ રહેતું કપટથી જે, પકડતું નેક પંથોને;
કરે કિરતારને જે યાદ, દિલે આરામ તેને છે !

---

૧ કંઈ ઠરીઠામ બેસવાની જગ્યા નથી. ૨ છોકરાં. ૩ લશ્કર. પરિવારનું દળ=ઘણાં છોકરાં. ૪ માણસ. ૫ જોડું=ધણી–ધણીઆણી.

રહે જે મસ્ત પ્રેમે ને, હસીખુશીથી ફરે જે તે;
ખરી *કીર્તિ, ખરૂં ×સન્માન, ખરૂં સંસાર–સુખ–એ છે!

## પ્રભુમાં સર્વ ત્હારૂં છે.

( ગઝલ. )

જગે ના કોઇ જો ત્હારાં, દિલાસો કો' ન દેનારાં
નહીં દોસ્તો નહીં વ્હાલાં, પ્રભુમાં સર્વ ત્હારૂં છે!
કર્યા જો આશના[1] બહુ તેં, કસી જોયાં વળી સહુયે,
નીવડતાં હેમ[2] પત્થર તો, પ્રભુમાં સર્વ ત્હારૂં છે!
પ્રભુ જંગલ તણું બુલબુલ, પ્રભુ તો બાગનું છે ગુલ;
પ્રભુ સંભારતાં દિલ ડુલ, પ્રભુમાં સર્વ ત્હારૂં છે!
સદાએ એક દિલ રાખી, પ્રભુની બંદગી કરવી
હમેશાં વાંચ્છના ધરવી: “પ્રભુ! તું સર્વ મ્હારૂં છે”
થશે તે રાહબર[3] જ્યાં ત્યાં, હશે શ્રદ્ધા અટલ તેમાં
તું કર ગુણગાન માલિકનાં, પ્રભુમાં સર્વ ત્હારૂં છે!

---

* આબરૂ. × માનમરતબો.
૧ દોસ્તો. ૨. સોનું. ૩. શુભ માર્ગે દોરાવનાર.

નવું પુસ્તક! સુન્દર નિબંધો!

# સ્વદેશ.

ડા. સર રવીન્દ્રનાથ ટાગોરના સુંદર મનનીય નિબંધોનું આ ગુજરાતી ભાષાન્તર તેમની ખાસ પરવાનગીથી પ્રકટ કરવામાં આવ્યું છે. જાણીતા ગુજરાતી સાક્ષર **શ્રીયુત્ ચન્દ્રશંકર નર્મદાશંકર પંડયા બી. એ. એલ. એલ. બી.** એ આ પુસ્તકના આદિવચનમાં લખ્યું છે કેઃ—"અનુવાદ એકંદરે રસ ભર્યો થયો છે." બીજા વિદ્વાનોએ પણ તેનાં વખાણ કર્યાં છે.

લોકપ્રિય દેશભક્ત, હિંદના યુવાનોના નાયક, **શ્રીયુત્ શેઠ જમનાદાસ દ્વારકાંદાસ બી. એ.** એમને આ પુસ્તક સમર્પિત કરેલું છે. સુંદર કાગળો ઉપર સુંદર છપાઇ. પાકું પુઠું. પૃષ્ઠ ૨૯૨ છતાં કિ. માત્ર ૦-૧૨-૦ ટ. ખ. જૂદું.

ભાષાન્તર કર્તા,

**ધનશંકર હીરાશંકર ત્રિપાઠી,** અને

**દલપતરામ ભાઇશંકર રાવળ.**

પુસ્તક મંગાવવાનું સ્થળઃ—**ગુજરાતી પંચ, અમદાવાદ.**

